Tank (ટૅન્ક) તળાવ સુધી
To the tank=તળાવ સુધી
Then we will come back=ત્યાર પછી આપણે પાછા ફરીશુ
Back (બૅક) પાછા
Hour (અવર) કલાક
This will take us an hour=એ આપણુનો એક કલાક લેશે.
It will then be getting hot=ત્યાર પછી તો તાપ પડતો હોશે
Cool (કુલ) ઠડી
Now it is quite cool=હમણા છેક ઠડી છે
Has not risen=ઉગ્યો નથી.
What a fine large tree that is=પેલુ સુદર ઝાડ કેવુ છે
Mango tree (મૅન્ગો ટ્રી) આબાનુ ઝાડ
Mangoes (મૅન્ગોઝ) કેરીઓ
That is not the time=આ કેરીનો વખત નથી
We shall not get=આપણે મળશે નહી
Till June=જુન સુધી
July (જુલાઇ) મહીનાનુ નામ છે
Ugly (અગ્લિ) કદરૂપુ, બેડોળ.

Black (બ્લૅક) કાળુ
Flying (ફ્લાઈંગ) ઉડતુ
Past (પાસ્ટ) પાસે થઇને.
That is not a bird=તે પક્ષી નથી
Bat (બૅટ) ચામાચેણુ
It looks=દેખાય છે
Mouse (માઉસ) ઉદર
Wings (ઉવિન્ગસ) પાખો
Sleeps (સ્લીપ્ઝ) ઉંઘે છે
Owl (આઉલ) ઘુવડ
Flies (ફ્લાઇઝ) ઉડે છે
About=આમતેમ.
At night=રાત્રે
Is flying (ફ્લાઇગિ) ઉડે છે
Hole (હોલ) દર
To its hole=પોતાના દરે
Old wall=જુની દીવાલ.
Something (સમથિગ)કઇચીજ.
Monkey (મન્કી) વાદરો .
Must be=હોવા જોઇએ
It was not=તે નહોતો
He is holding=તેને પકડેલી છે
Branch (બ્રૅન્ચ) ડાળી.
Left hand=ડાબો હાથ.
Is holding=ધરે છે.

Over his back (બૅક) પોતાની પીઠ ઉપર
Ha-nooman (હનુમાન) હનુમાન જાતનો
Sounds (સાઉન્ડઝ) અવાજ
Wheels (વ્હીલઝ) પૈડા
Carriage (કૅરેજ) ગાડી.
Here 1s=આ રહી.
Coming=આવતી
Let us get on=ચાલો આપણે નીકળી જઇએ
On one side=એક બાજુએ
Rajah (રાજાહ) રાજા
Drive (ડ્રાઇવ) ફરવા જવુ તે
Let us cross=ચાલો આપણે ઓળગીએ
Beautiful (બ્યુટીફુલ) સુદર
Before (બીફોર) અગાઉ
Pea-cock (પીકૉક) મોર.
Green (ગ્રીન) લીલુ
Gold (ગોલ્ડ) સોનેરી
Close to=પાસે.
Grain (ગ્રેઇન) દાણા, અનાજ.
Tame (ટેઇમ) હળી ગયેલુ
Hul-lo (હલૂ) અલ્યા! હ?
What's the matter=શુ છે.

Are pulling (પુલિગ) ખેચે છે.
Quick (ક્વિક) જલદી
Don't you see=શુ તુ જોતો [નથી.
Snake (સ્નેઇક) સાપ
Back (બૅક) પાછા ફર્યા
Hissed (હિસ્ડ) ફુફાડા મારતો હતો
Nearly=ઘણુ કરીને
Put (પુટ) મુક્યો
Angry (ઍન્ગ્રિ) ગુસ્સે
Is holding (હોલ્ડિગ) ધરે છે.
Cobra (કોબ્રા) અજગર, નાગ
Bit (બિટ) કરડે
Thou could die=તુ મરી જાય.
Could save (સેઇવ) બચાવે
Snake--king (સ્નેઇક કિંગ) સાપનો રાજા
Keep far away=દુર રહો
Hole (હોલ) દર.
Every one=દરેક જણ
Is afraid of it=તેનાથી બ્હીએછે.
Pulled (પુલ્ડ) ખેચ્યો
Safe (સેઇફ) સહીસલામત
Next (નેક્સ્ટ) પાસેના
Good bye (ગુડબાઇ) સાહેબજી.
Do you know=શુ તમે જાણોછો.

Runs away=દોડી જાય છે
That is way=તે કારણથી.
Still (સ્ટિલ) શાંત, ચુપચુપ
Hare (હેર) સસલું
Ears (ઇઅર્ઝ) કાન
The dogs try to catch it=
કુતરા તેને પકડવાની કોશીશ કરેછે.
But they never catch=પણ
તેઓ કદી પકડી શકતા નથી
Too fast=જોઇએ તે કરતા જલદી
Walking along the field
=ખેતરમા થઇ ચાલી આવતો
Narsoo (નરસુ) નામ છે.
Farmer (ફાર્મર) ખેડુત.
To plough=ખેડવુ.
Is taking=લઇ જાય છે
Oxen (ઑક્સન) બળદો.
Early (અર્લિ) વહેલુ.
Let us go back now=
ચાલો હમણા આપણે પાછા જઇએ.
Another way=બીજે રસ્તે.
We have had quite a
long walk=આપણે છેક લાંબી
મુસાફરી કરી છે.
Beast (બીસ્ટ) જનાવર, પશુ.
Standing (સ્ટૅન્ડિગ) ઉભેલુ.

Shall we run away=શું
આપણે દોડી જઇશુ.
Elephant (એલિફન્ટ) હાથી.
Strong (સ્ટ્રૉન્ગ) જોરાવર.
Quite (ક્વાઇટ) છેક
Tame (ટેઇમ) હળી ગયેલુ.
Hurt (હર્ટ) ઇજા કરવી.
Will not hurt=ઇજા કરશે નહીં
Hanging down (હૅંગિન્ગ)
નીચે લટકતી.
In front of=સામે.
Nose (નોઝ) નાક.
Trunk (ટ્રન્ક) સુંઢ.
As well=વળી
Can pick up (પિક) ઉપાડી
શકે છે
Feeds (ફિડસ) ખાય છે
Himself (હિમસેલ્ફ) પોતે.
Plantains (પ્લેનટેન્સ) કેળા.
Now let us go home=
હવે ચાલો આપણે ઘેર જઇએ.

## 29 The Sun And The Moon.

Sun (સન) સૂર્ય.
Moon (મૂન) ચંદ્રમા.
Have=ને હોય છે.

Shape (શેઇપ) ઘાટ.
Ball (બૉલ) દડા.
Ball of fire=અગ્નિના ગોળા.
If there were no sun=
જો સુરજ ન હોત તો.
Things (થિંગ્ઝ) વસ્તુઓ
Would be=થઇ જાત.
Dark (ડાર્ક) અંધારી
Cold (કોલ્ડ) ઠંડી
Plants (પ્લૅન્ટ્ઝ) છોડવા
Could grow (ગ્રો) ઉગી શકત
Would die=નાશ પામત
Are far offfrom us=આપણાથી
ઘણે દુર છે
Wide (વાઇડ) વિસ્તારવાળા
Plain (પ્લેઇન) મેદાન.
Shines (શાઇન્ઝ) પ્રકાશે છે
By night=રાત્રે
Light (લાઇટ) અજવાળું.
Bright(બ્રાઇટ)પ્રકાશીત, ચકચકિત.
Is not so bright as the
sun=અને તે સૂર્ય જેટલો પ્રકાશીત
છે તેટલો તે નથી.
Of its own=પોતાનું
The moon has no light
of its own=ચંદ્રને પોતાનુ
અજવાળુ નથી

## 30 Boys.

Good (ગુડ) સારો.
Truth (ટ્રુથ) સાચુ
Wise (વાઇઝ) ડાહ્યો.
Lessons (લેસન્સ) પાઠો.
Well (વેલ) સારી રીતે
Brave (બ્રેઇવ) બહાદુર
Lie (લાઇ) જુઠ્ઠું
To tell a lie=જુઠ્ઠું બોલવુ.
Will not tell a lie=જુઠ્ઠું
બોલશે નહીં.
The strong (સ્ટ્રોન્ગ) જબરો
છોકરો
To help (હેલ્પ) મદદ કરવાને
The weak (વીક) નબળાને
Will try (ટ્રાય) યત્ન કરશે
Loving (લવિંગ) પ્રેમાળ.
Obeys (ઓબેઝ)—નુ કહ્યુ માને છે.
Kind (કાઇન્ડ) માયાળુ
Helps (હેલ્પ્ઝ) મદદ કરે છે.
The boy who=જે છોકરો
Wishes (વિશિઝ) માગે છે,
=ને ઇચ્છે છે
To be a good man=સારો
માણસ.
Will begin (બીગિન) શરૂ કરશે.
That he can=પોતે કરી શકે તે.

## Colours.

Colours (કલર્સ) રંગ
Grass (ગ્રાસ) ઘાસ
Green (ગ્રીન) લીલું
Blue (બ્લુ) આસમાની રંગનુ.
Dew (ડ્યૂ) ઝાકળ
Gold (ગોલ્ડ) સોનું.
Yellow (યલો) પીળુ
Silver (સિલ્વર) રૂપુ
White (ઉવ્હાઇટ) સફેદ, ધોળુ.
Iron (આયર્ન) લોઢુ
Heavy (હેવિ) ભારે.
Feathers (ફેધર્સ) પીછા.
Light (લાઇટ) હલકા
Rubies (રૂબિઝ) માણેક.
Red (રેડ) રાતુ.
Diamonds (ડાઇમન્ડઝ) હીરા.
Copper (કૉપર) ત્રાંબુ
Brown (બ્રાઉન) ભૂરા રંગનુ.
Steel (સ્ટીલ) ગજવેલ
Grey (ગ્રે) ધોળા રંગનુ, ભૂરૂ.
At break of day=પ્હો ફાટતા.

---

## 31 Flowers And Leaves.

·Bunch (બન્ચ) ઝુમખુ
Flowers (ફ્લાવર્સ) ફુલ.
Leaves (લીવ્ઝ) પાંદડાં.
Buds (બડઝ) કળીઓ
Pretty (પ્રેટિ) સુંદર
Roses (રોઝિઝ) ગુલાબના ફુલો.
Queen (ક્વીન) રાણી.
Smell (સ્મેલ) વાસ આપે છે.
Sweet (સ્વીટ) સરસ
Will get=થશે.
Bigger (બિગર) વધારે મ્હોટા.
Open (ઓપન) ખીલવુ.
Will open=ખીલશે
Drops (ડ્રોપ્સ) ટીપા

---

## 32 Little boy's Good night.

(લિટલ બોયઝ ગુડનાઇટ) નાના છોકરાની રાતની સલામ.

No longer (નો લૉન્ગર) વધારે વાર નહિ
Light (લાઇટ) અજવાળુ
Stars (સ્ટાર્ઝ) તારાઓ
Begin (બિગિન) શરૂ કરે છે
To peep (પીપ) ડોકિયા કરવુ.
It is time to say (ઇટ ઇઝ ટાઇમ ટુ સે) કહેવાનો વખત થયો છે.

Good night (ગુડ નાઇટ) રાતની સલામ.
Bird's (બર્ડ્ઝ) પક્ષીઓ.
Are asleep (ઍસ્લીપ) ઉંગે છે.
Darling (ડારલિંગ) વ્હાલા.
Sleep (સ્લીપ) ઉંઘો.
Well (ઉવેલ) સારી રીતે.
Can sing=ગાઇ શકતે.
Shine (શાઇન) પ્રકાશે છે.

You cannot go to sleep =તમે ઉંઘી શકતા નથી.
Awake (અવેઇક) જાગૃત, જાગતા.
Dear (ડીયર) વ્હાલા
Kiss (કિસ) ચુમી લેઓ.
Son (સન) દીકરા.
Far and near=દૂરના અને નજદીકના.

---

## આપણી નિશાળ.

ગોવીંદ સોમવારે સવારે નિશાળે જતો હતો. ગોપાળ તેને મળવાને તરતજ અંદર આવ્યો. ગોપાળ તેનો મિત્ર છે તે પાસેના ઘરમા રહે છે

ગોપાળ—સાહેબજી, ગોવીંદ તમો નિશાળે જાઓ છો ?

ગોવીંદ—સાહેબજી, ગોપાળ હા, જવાનો વખત થયો છે હુ હમણાજ નીકળુ છુ

ગોપાળ—મને તમારી સાથે તેડી જશો ? મારા બાપે મને તમારી નિશાળે જવાનુ કહ્યુ હુ તમારી સાથે આવુ ?

ગોવીંદ—અરે હા ? ચાલોની હું તમને મારી સાથે લઇ જઇશ જુઓ ? મારા વર્ગના ઓરડાનુ ચિત્ર આ રહ્યુ આ મારી નિશાળના કારકુને તે પાડયુ હતુ

ગોપાળ—કેવુ સારૂ ચિત્ર છે ? હુ તમને તેમા જોઉ છુ ત્રણ છોકરા સાથે મેજ ઉપર તમે બેઠા છો.

ગોવીંદ—તે મેજ નથી તે ઢળતુ મેજ છે ત્યા હુ ને બીજા ત્રણ છોકરા એક પાટલી પર બેઠા છીએ અને ઢળતુ મેજ અમારી આગળ છે અમારી સ્લેટ તેના પર પડેલી છે અમારી પછવાડે બીજી ડેસ્ક છે અને બીજા ચાર છોકરા તેના પર બેઠા છે તમે તેમને ચિત્રમા જોઇ શકતા નથી. તે ઘણુ નાનુ છે પણ તમે એક છોકરાને જોઈ શકો છો

ગોપાળ—પેલા ઉચા ઉભેલા ગૃહસ્થ કોણ છે ? તેણે પાઘડી પહેરેલી છે.

ગોવીંદ—એ અમારા વર્ગના શિક્ષક છે

ગોપાળ—એ શુ કરે છે ?

ગોવીંદ—એ અમને શીખવે છે. તેનો ડાબો હાથ પૃથ્વીના ગોળાપર છે તેની આગળી હિદુસ્તાન બતાવે છે તે કહે છે કે છોકરાઓ આ હિદુસ્તાન છે. આપણો દેશ છે પૃથ્વીને જેવો આકાર

છે તેવો તે ગોળાને છે તે ગોળ છે. તે એક ઉચી બેઠક ઉપર છે. તેની પાસે અમારા મહેતાજીનુ મેજ છે

ગોપાળ—દીવાલ ઉપર પેલા ચિત્ર કયા છે ?

ગોવીંદ—તે નકશા છે એક ઈંગ્લાડનો નકશો છે બીજો હિંદુસ્તાનનો નકશો છે જ્યારે તમે નિશાળે આવશો ત્યારે હું તમને વર્ગમાની બધી ચીજો બતાવીશ ચાલો હવે આપણે જઇએ નહિતો આપણે મોડા થઇએ આ નિશાળમા ભરવાના દહાડાનો પહેલો દિવસ છે આજે નિશાળ ઉઘડે છે ઘણા છોકરા આવશે તમે તમારી જુની નિશાળ છોડી દીધી છે ?

ગોપાળ—હા, ત્યા અગ્રેજી શીખવાતુ નથી મારે અગ્રેજી ભણવુ છે

ગોવીંદ—પણ તમે અગ્રેજીમા વાત કરી શકો છો તમને વાત કરતા કોણે શીખવ્યુ ? તમે અગ્રેજી લખી તથા વાચી પણ શકો છો ?

ગોપાળ—મારા બાપા અગ્રેજી સારૂ જાણે છે તેણે મને વાત કરતા શીખવ્યુ ? તેણે કહ્યું, પહેલા વાત કરતા શીખ, પછી વાંચતા શીખ અને પછી લખતા શીખ એ શીખવાનો ઉત્તમ રસ્તો છે ?

ગોવીંદ—તમે અગ્રેજી વધુ સારૂ બોલો છો તમને વાચતા લખતા ઘણુ સહેલુ લાગશે

ગોપાળ—નિશાળમા હુ કઇ ચોપડી વાચુ ?

ગોવીંદ—તમે પહેલી પ્રાયમર વાચશો

ગોપાળ—જ્યારે હુ મહેતાજી સાહેબને મારા વર્ગ શિક્ષક સાથે વાત કરૂ ત્યારે મારે તેમને શુ કહીને બોલાવવા ?

ગોવીંદ—તમારે દરેક શિક્ષકને સાહેબ કહેવા.

ગોપાળ—શુ તમારી નિશાળમા છોકરા રમે છે ?

ગોવીંદ—અરે હા ! અમે ઘણી રમત રમીએ છીએ અમે નિશાળમા સખત મહેનત કરીએ છીએ અને જ્યારે નિશાળમાથી છુટી મળે છે ત્યારે રમીએ છીએ હમે એક વસ્તુ એકી વખતે કરીએ છીએ અને તે સારી કરીએ છીએ

ગોપાળ—મારા ભાઇએ મને ગઈ કાલે એક નવો દડો આપ્યો. તે મારી પાસે ઘેર આગળ છે હુ તે વતી આજ સાજના રમીશ

## (૨) એકી વખતે એક ચીજ.

ગોપાળ નિશાળે ગયો.

ગોવીંદ તેને મહેતાજી પાસે લઈ ગયો

તેણે તેને કહ્યુ તમે તમારા બાપનો કાગળ લાવ્યા છો ?

ગોપાળે કહ્યુ ના સાહેબ, પણ હુ ઘેર જઇને તે લઇ આવુ તેથી તે ઘેર લઇ ગયો તેના બાપે તેને મહેતાજી ઉપર કાગળ આપ્યો

મહેતાજીએ તે વાચ્યો ને તેને એક વર્ગમા બેસાડયો સાજરે તે ઘેર ગયો તેણે નિશાળમા આખો દીવસ કામ કર્યું હતુ. તેણે પોતાના જોડા કાઢી નાખ્યા ને પોતાનો નવો દડો લઇને વાડીમા દોડી ગયો. ત્યા તે જ્યા સુધી થાકી ગયો ત્યા સુધી રમ્યો

કામ કરતા હો ત્યારે કામ કરો રમતા હો ત્યારે રમો. હુ કહુ છુ કે તે સુખી થવાનો રસ્તો છે

જે સઘળુ તમે કરો તે તમારા બળથી કરો

કટકે કટકે કરેલી ચીજો કદી બરાબર થતી નથી

જેમ ઘણા કહે છે તેમ કદી એકકી વખતે એક ચીજ ને જો તે સારી કરેલી હોય તો તે નિયમ ઘણો સારો છે.

## (૩) શહેનશાહ.

બાપા—મારા છોકરા અહિઆ આવ. આ ચિત્ર તરફ જો

છોકરો—બાપા ? આ સદ્‌ગૃહસ્થ કોણ છે ?

બાપા—મારા છોકરા, આ શહેનશાહનુ ચિત્ર છે.

છોકરો—બાપા એનુ નામ શુ છે ?

બાપા—એનુ નામ જ્યોર્જ છે આપણે એને પાચમા જ્યોર્જ કહીએ છીએ એ ગ્રેટબ્રિટન ને આયર્લાંડના રાજા અને હિંદુસ્તાનના શહેનશાહ છે.

છોકરો—આપણે એને પાંચમા જ્યોર્જ કેમ કહીએ છીએ ?

બાપા-એ નામના એ પાચમા રાજા છે. ઘણા વખત પહેલા ઈંગ્લાડ-મા જ્યોર્જ નામના ચાર રાજા થઇ ગયા આપણા રાજા પાચમા જ્યોર્જ છે

છોકરો—બાપા, એ મોટા રાજા છે ?

બાપા—હા, મારા દીકરા, એ આખી દુનિઆમા સૌથી મોટા રાજા છે અગાઉ કોઇ પણ રાજા થઇ ગયો તેના કરતા એ વધારે માણસ પર રાજ્ય કરે છે.

છોકરો—બાપા, એ ક્યાં રહે છે ?

બાપા—એ ઇગ્લાડમા રહે છે એ એનો સ્વદેશ છે

છોકરો—એ કદી હિંદુસ્તાનમા આવે છે.

બાપા—હા, એ હિંદુસ્તાનમા બે વખત આવ્યા હતા.

છોકરો—એ માયાળુ ને ભલા છે ?

બાપા—અરે હા, મારા વહાલા દીકરા. એ દરેક ઉપર માયાળુ ને ભલા છે. એ પોતાની રૈયતને ચાહે છે. જ્યારે તે સુખી હોય છે ત્યારે એ ખુશી થાય છે

છોકરો—બાપા, શુ એની સઘળી રૈયત (લોકો) એને ચાહે છે ?

બાપા—હા, એની સઘળી રૈયત એને ચાહે છે ?

છોકરો—શા માટે એને ચાહે છે ?

બાપા—તે એને ચાહે છે કેમકે એ તેને ચાહે છે. તેઓ જાણે છે કે એ તમને ચાહે છે. તેઓ જાણે છે કે એ માયાળુ અને ભલા છે એ તેમની સભાળ લે છે એ તેમને સકટમાથી બચાવે છે. મારા દીકરા તારે એને ચાહવા જોઇએ એ આપણા રાજા છે.

છોકરો—મારા રાજા માટે હુ કાઇ કરૂ ?

બાપા—હા, મારા દીકરા તુ એનુ કલ્યાણ કરવાને પરમેશ્વરની પ્રાર્થના કર, એની સભાળ લેવાનુ અને એને સહીસલામત ને સુખી રાખવાનુ ઇશ્વર પાસે માગ.

ઇશ્વર આપણા રાજા મોટા જ્યોર્જનુ રક્ષણ કરો.
આપણા ઉમદા રાજા લાંબુ જીવો
ઇશ્વર રાજાનુ રક્ષણ કરો.

## ૪ રોમન આંકડા.

બાપા—કેમ, ગોપાળ, તુ એક મહિનો થયા તારી નવી નિશાળે જાય છે. તને તે કેવી ગમે છે.

ગોપાળ—અરે બાપા! મને તે ઘણી ગમે છે મારા શિક્ષક મારાપર ને બીજા છોકરાપર ઘણા માયાળુ છે હુ દરરોજ કાંઇ નવુ શીખુ છુ

બાપા—તુ દરરોજ કાંઇ નવુ શીખે છે. શુ તુ નવુ શીખે છે? આજ તુ શુ શીખ્યો.

ગોપાળ—હમે રોમન આકડા વિષે બધુ શીખ્યા

બાપા—રોમન આકડા! આકડા શુ છે તે તુ જાણે છે?

ગોપાળ—અરે હા, તમે મને તે ઘણા વખત ઉપર શીખવ્યુ હતુ. આકડો એ સખ્યાની નિશાની છે હમારા શિક્ષક કહે છે કે આકડાનું બીજુ નામ આક છે. દરેક સખ્યાનો આકડો હોય છે

બાપા—તુ શુ જાણે છે તે મને જોવા દે તારી સ્લેટ મને આપ હુ તેનાપર એક બે ત્રણ ચાર સખ્યા લખી લઇશ હવે તેની પાસે દરેક સંખ્યા માટે આકડો અથવા આક લખ

ગોપાળ—અરે હા, બાપા! હુ તે કરી શકુ છુ. આ રહી સ્લેટ ને આ રહ્યા આકડા.

બાપા—હા, તે તદન ખરા છે તુ યાદ રાખે છે તે જોઇને હુ ખુશી થયો છુ મને લાગે છે કે તુ તારી જુની નિશાળમા બધી સખ્યા શીખ્યો હતો, શુ તુ શીખ્યો નથી?

ગોપાળ—હા, હુ સખ્યા શીખ્યો હતો, પણ તેના અગ્રેજી નામ શીખ્યો નહોતો તમે મને તે શીખવ્યુ અને તે સખ્યાના નામની જોડણી કેમ કરવી તે હુ શીખ્યો નહોતો તે મારી નવી નિશાળમા હુ-તે શીખ્યો.

બાપા—વારૂ, તુ આ નીશાનીને રોમન આકડા કહે છે ?

ગોપાળ—અરે ના ? આકડા લખવાની બે રીત છે, પહેલા હું આ રીતે શીખ્યો પણ હમાગ શિક્ષકે આજે મને બીજી રીત શીખવી.

બાપા—તો પણ તુ આ રોમન આકડા આજ લખી શકે છે ?

ગોપાળ—મને તે હજી બરાબર લખતા આવડતુ નથી પણ મારા શિક્ષકે મને એક નાનુ પાનુ આપ્યુ તેણે વર્ગમાના દરેક છોકરાને એકેક આપ્યુ તેણે મને કહ્યુ ગોપાળ આ પાનુ તુ ઘેર લઇ જજે તેના પર એકથી બાર સુધીની સખ્યા છે અને તેના પર સાધારણ આકડા ને રોમન આકડા છે, તુ ઘર આગળ લખતા શીખજે.

બાપા—ગોપાળ પેલુ પાનુ કયા છે

ગોપાળ—બાપા, તે મારી પાસે ગજવામા છે આ રહ્યુ

બાપા—હા, આ નાનુ સારૂ પાનુ છે તુ આ આકડા હમણા શીખવાનો છે ?

ગોપાળ—ના, બાપા, મારે હમણા રમવુ છે એક કલાક સુધી હુ વાડીમા રમીશ ત્યાર પછી હુ આ આકડા લખતા શીખીશ

બાપા—અરે, તારા શિક્ષકે તને રમવાનુ પણ કહ્યુ

ગોપાળ—હમારા શિક્ષકે કહ્યુ કે છોકરાઓ જ્યારે દરરોજ તમે નિશાળેથી ઘેર જાઓ ત્યારે રમજો, અથવા ફરવા જજો, અથવા આમ તેમ દોડજો એથી તમે મજબુત થશો, ને તમે તદુરસ્ત રહેશો.

બાપા—એ તદ્દન સાચુ છે પણ ગોપાળ તુ હવે ચાલ્યો જા ને રમ. કાલ સહવારે મારી પાસે આવજે અને તને રોમન આકડા આવડે છે કે નહિ તે મને જોવા દેજે.

ઠડો પવન વાય છે, ઉંડી નદી વહે છે, સફેદ ગાય બરાડે છે લીલુ ઘાસ ઉગે છે સુદર પક્ષીઓ ગાય છે, નિશાળનો ઘટ વાગે છે, મોટા છોકરાઓ વાત કરે છે, નાના છોકરાઓ નિશાળમાં આવે છે,

### ૫ શહેનશાહબાનુ.

આ ગ્રેટબ્રિટન ને આયર્લાંડની રાણી અને હિંદુસ્તાનની શહેનશાહ બાનુ મૅરી છે તે જ્યોર્જ રાજાની સ્ત્રી છે તે પોતાના ધણી સાથે ઈંગ્લાંડમા રહે છે. તેનો વડો છોકરો એડવર્ડ પ્રિન્સ ઓફ વેલ્સ છે.

પરમેશ્વર આપણી રાણીનુ રક્ષણ કરો.

### ૬ ઘડીઆળ.

ગોપાળ—સવારની સલામ–બાપા મને હવે રોમન આકડા આવડે છે મને તે ગઈ રાત્રે આવડયા, ને આજ સવારે હુ તેને ફરીથી જોઇ ગયો હુ તેઓને હમણા વાચી શકુ છુ

બાપા—મારા દીકરા એ ખરૂ છે તે સાભળીને હુ ખુશી થયો છુ. હવે અહીંઆ આવ ને મારી ઘડીઆળમા જો તેના પર કોઇ રોમન આકડો તુ જોય છે ?

ગોપાળ—હા, જે આકડા હુ શીખ્યો તેજ હુ જોઉં છુ એકથી બાર સુધી આ રહ્યા. તે ઘડીઆળમા બધે ફરતા છે

બાપા—તે ગઇ કાલે નિશાળમા કોઇ ઠેકાણે તે જોયા હતા ?

ગોપાળ—અમારા શિક્ષકે કાળા પાટિયા પર ને લખ્યા હતા ને મે તે પાનામા જોયા. મે બીજે કોઈ ઠેકાણે જોયા નહિ.

બાપા—ફરીથી વિચાર કર નિશાળમા મોટુ ઘડીયાળ છે ?

ગોપાળ—અરે હા ? હવે મને ખબર પડી મે આ આકડા ઘડીઆળમા જોયા પણ તે શુ હતા તે મે જાણ્યુ નહિ

બાપા—મોટુ ઘડીઆળ નાના ઘડીઆળ જેવુજ છે પણ મોટુ ઘડીઆળ મોટુ ને ભારે હોય છે નાનુ ઘડીઆળ ઘણુ નાનુ હોય છે તુ જો, હુ મારૂ ઘડીઆળ મારા ગજવામા મુકુ છુ મોટા ઘડીઆળ ને નાના ઘડીઆળના ચહેરાપર એકજ નિશાની છે

ગોપાળ—બાપા, આ નિશાની વિષે તમે મને બધુ સમજુતી કરી કહેશો ?

બાપા—મારી ઘડીઆળમા જો તેમા તેની બધે ફરતી લિટી છે. એ લિટીને આપણે કુડાળુ કહીએ છીએ, તેની નીચે બીજુ નાનુ કુડાળુ તુ જોશે આ દરેક કુડાળામા આાઠ કાળી નિશાની અથવા ટપકા છે. જો તારી મરજી હોય તો તે ગણ ગણી જો.

ગોપાળ—મોટા કુડાળાના ટપકા હુ ગણી શકતો નથી, પણ હુ નાના કુડાળામા ટપકા ભાગ્યેજ જોઇ શકુ છુ તે ઘણા નાના છે.

બાપા—ઘડીઆળમા કાઇ ફરતુ જોય છે?

ગોપાળ—સોયના જેવી દેખાતી ત્રણ નાની ચીજ હુ જોઇ શકુ છુ. તેમા એક ઘણી નાની છે જે ઘણી ઝડપથી નાના કુડાળામા બધે ફરતી ચાલે છે તેમા એક લાબી સોય છે જે મોટા કુડાળાની આસપાસ ઘણી ધીમે ધીમે ચાલે છે તેમા વળી ત્રીજી સોય છે તે બીલકુલ ફરતી નથી.

બાપા—આ ત્રણ સોય ઘડીઆળના કાટા છે

ગોપાળ—બાપા, તે કાટા કેમ કહેવાય છે?

બાપા—તે કાટા કહેવાય છે કેમકે કુડાળામા કાળી નિશાનીઓને બતાવે છે જે નાનો કાટો આટલી ઝડપથી દોડે છે તે સેકન્ડ કાટો છે ત્રણમાનો સૌથી લાબો કાટો મીનીટ કાટો છે તુ તેને ચાલતાજ જોઇ લે ત્રીજો કલાક કાટો છે તે પણ ચાલે છે પણ તે એટલે ધીમે ચાલે છે કે તુ તેને ચાલતા જોઇ શકતો નથી

ગોપાળ—હુ સમજુ છુ હુ સમજુ છુ બાપા મારી ઘડીઆળ વિષે કાઇ વધારે કહી શકશો

બાપા—મારા દીકરા હમણા નહિ. તારી મા તને બોલાવતી હોય એમ મને સભળાય છે નાસ્તો તૈયાર થયો છે નાસ્તો કરવા દોડ. જ્યારે તુ આજે નિશાળે જાય ત્યારે વખતનુ કોષ્ટક શીખજે કાલ સહવારે મારી પાસે આવજે ને હુ તને ઘડીઆળ વિષે વધારે કહીશ.

## ૭ પ્રિન્સ ઑફ વેલ્સ.

બાપા—ગઇ કાલે મે તને શહેનશાહ પાચમા જ્યૉર્જનુ ચિત્ર બતાવ્યુ હતુ. આ એક બીજુ ચિત્ર છે. તે કોઇ દહાડો જોયુ હતુ?

છોકરો—હા બાપા, તે ચોપડીના પુઠા પર છે.

બાપા—તે કોણ છે તે તુ જાણે છે ?

છોકરો—ના તે કોણ છે ? મહેરબાની કરી મને કહો

બાપા—તે વેલ્સનો પાટવી કુવર એડવર્ડ છે એ રાજાનો સૌથી મોટો છોકરો છે એક દીવસ જો ઇશ્વરની મરજી હશે તો તે રાજા થશે. હાલ તે કુવર છે. આપણે તેની સભાળ લેવાને પરમેશ્વરની પ્રાર્થના કરવી જોઇએ

ઇશ્વર પ્રિન્સ ઓફ વેલ્સનુ કલ્યાણ કરો

## (૮) ઘડીઆળ. (ચાલુ)

ગોપાળ—બાપા, હુ આ રહ્યો તમે મને કહ્યુ હતુ કે આજ સહવારે મારા ઘડીઆળ વિષે હુ વધારે કહીશ.

બાપા—બહુ સારૂ, મારા દીકરા મને યાદ છે. પણ મે તને કાઇ કરવાનુ કહ્યુ હતુ તને યાદ છે ?

ગોપાળ—હા, બાપા ખરેખર મને યાદ છે, મને વખત વિષે બધુ આવડે છે ગઇ કાલે તે કોષ્ટક હુ શીખ્યો

બાપા—તુ શીખ્યો, શુ તુ શીખ્યો ? તારી પરીક્ષા લેવા દે, કેટલા કલાક હોય છે ?

ગોપાળ—દીવસના બાર કલાક હોય છે ને રાતના બાર કલાક હોય છે

બાપા—સારૂ, એક કલાકની કેટલી મીનીટ થાય છે તે મને કહો.

ગોપાળ—એક કલાકની સાઠ મીનીટ થાય છે ?

બાપા—એક મીનીટની કેટલી સેકન્ડ થાય છે

ગોપાળ—એક મીનીટની સાઠ સેકન્ડ થાય છે

બાપા—શાબાશ ? હવે અહીંઆ આવ હુ મારી ઘડીઆળ તારા કાન પાસે ધરીશ તુ શુ સાભળે છે ?

ગોપાળ—ટીક, ટીક, ટીક સાભળુ છુ.

બાપા—હા, ઘડીયાળ ટીક ટીક કરે છે દરેક ટીક એક સેકન્ડ થાય છે એક મીનીટની સાઠ સેકન્ડ થાય છે. ઘડીઆળ એક મીનીટમાં સાઠ વખત ટીકનો અવાજ કરે છે.

**બાપા**—હવે લાબા મીનીટના કાટા તરફ જો તે મોટા કુડાળામા એક કાળા ટપકાથી બીજા ટપકા સુધી એક મીનીટમા ચાલે છે તે એક કલાકમા બધે ફરી વળે છે

**ગોપાળ**—હુ સમજ્યો, તે પ્રમાણે નાનો સેકન્ડ કાટો મીનીટ કાટાની જેટલી ઝડપથી સાઠ ગણો જલદી ચાલે છે ?

**બાપા**—ઘણ સાચુ, હવે કલાકના કાટા તરફ જો તુ તેને ચાલતા જોઇ શકશે નહિ પણ તે ફરે છે તે એક આકડાથી બીજા આકડા સુધી એક કલાકમા ચાલે છ બાર કલાકમા બરાબર ગોળ ફરી રહે છે

**ગોપાળ**—કલાક કાટો એક આકડાથી બીજા આકડા સુધી ફરે છે તેટલામા મીનીટ કાટો બાર આકડા ફરે છે ને સારગ્રહ્ન ઝડ થી ફરે છે

**બાપા**—એ ખરૂ છે મારી ઘડીયાળમા જો કેટલા વાગ્યા છે?

**ગોપાળ**—કલાક (ઑકલોક) એટલે શુ ?

**બાપા**—ઑકલોક એ (ઑફ ધી કલાક) "ઘડીઆળના માટે ટુકો શબ્દ છે જ્યારે હુ કહુ છુ કેટલા વાગ્યા ત્યારે મારી કહેવાની મતલબ એ છે જે હમણા ઘડીઆળમા કયો કલાક થયો છે કલાક કાટો કેટલા કલાક ને મીનીટ કાટો કેટલી મીનીટ બતાવે છે ?

**ગોપાળ**—કેટલાક વાગ્યા છે તે હુ કહી શક્નો નથી

**બાપા**—કલાક કાટો જરા નવની ઉપર બતાવે છ તેથી નવ વાગી ગયા છે મીનીટ કાટો કુડાળાનો ચોથો ભાગ બતાવે છ. તેથી સવા નવ થયા છે

પા કલાકની પદર મીનીટ થાય છે હવે આ પાનામા જો મે તારે માટે બનાવ્યા છે દરેક પનુ ઘડીઆળના ચહેરાના ચિત્રનુ છે તેમા કલાક કાટો અને મીનીટ કાટો છે મે તેમા સેકન્ડ કાટો મુકયો છે તુ તે નિશાળે લઈ જજે ને તારા શિક્ષકને તે બતાવજે વખત કેવી રીતે કેહવા તે તને કહેશે ચાલો આપણે નાસ્તા કરવા જઇએ ઘડીઆળ કહે છે ટીક, ટીક, ટીક તમારે જે કરવાનુ હોય તે જલદી કરો.

**વખત જલદીથી જતો રહે છે.**

**તમારે જે કઇ કરવુ હોય તે આજેજ કરો.**

## ૯ ટપાલવાળો.

અનત નવ વરસની ઉમરનો નાનો છોકરો હતો તે હમેશા ગામડામા રહેતો હતો તે પોતાના પિત્રાઇ ભાઇ ગોવીંદ સાથે પુનામા રહેવા આવ્યો હતો તે ગોવીદને ગુ હુ કહેતો ને ગોવીંદ તેને અતુ કહેતો

જ્યારે તે પુનામા આવ્યો ત્યારે તે બહુ થાકી ગયો હતો સાજના મોડુ થયુ હતુ તેણે થોડો ખોરાક ખાધો ને સુવાને ગયો. તે આખી રાત ઘસઘસાટ ઉઘ્યો બીજે દીવસે સહવારે તે વહેલો ઉઠયો. જ્યારે તે નાહ્યો ને લુગડા પહેર્યાં ત્યારે તે પોતાના પિત્રાઇ ભાઇ ગુહુ સાથે ઘરના આગલા ઓરડામા ગયો. આગનુ બારણુ ઉઘાડુ હતુ.

અતુ—હુ બારણા આગળ કોઈ માણસને ઉભો રહેલો જોઉ છુ ગુહુ એ કોણ છે? એને શુ જોઇએ છે?

ગુહુ—અરે અતુ, તે કદી ટપાલવાળાને જોયો નથી? એ ટપાલવાળો છે

અતુ—તે હાથમા શુ પકડી રહ્યો છે?

ગુહુ—એ કાગળ છે તે મારે કે મારા ભાઇને માટે તે અહીંઆ લાવ્યો છે માગ બાપા મુબાઇ છે તેણે હમને કાગળ લખ્યો છે.

અતુ—ને શુ ઉચકી લઈ જાય છે? પોતાના ડાબા હાથથી તેણે કઇ પકડયુ છે

ગુહુ—ને ભુરી ચામડીની કોથળી છે તે ચામડીના પટાથી લટકાવેલી છે તે તેના ખભા ઉપર થઇને જાય છે

અતુ—તે કોથળીમા શુ છે

ગુહુ—એ કોથળી કાગળોથી ભરેલી છે તે તેને બીજે ઘેર લઈ જાય છે

ટપાલવાળો—સાહેબ, આ તમારો કાગળ છે.

ગુહુ—તમારો આભાર માનુ છુ' આજે હમારા ઘરનો આ એકજ કાગળ છે?

ટપાલવાળો—હા, સાહેબ આજે એટલોજ છે સલામ સાહેબ.

ગુકુ—સલામ સાહેબ. હા, મારા ઉપર મારા બાપનો આ કાગળ છે તે ગઇ રાત્રે લખ્યો છે

અતુ—ગુકુ, શુ તમારા બાપે એ કાગળ અહીઆ લાવવાને ટપાલવાળાને કાઇ પૈસા આપ્યા !

ગુકુ—અરે નહિ ! તેણે કાગળ પર ટીકીટ ચોટાડી છે આ રહી, તે જો એ અડધા આનાની ટીકીટ છે

અતુ—તે ટીકીટ પર કોની છબી છે ?

ગુકુ—હીંદુસ્તાનના શહેનશાહ પાચમા જ્યોર્જના માથાનુ ચિત્ર છે.

અતુ—ગુકુ, તારો કાગળ વાચ

ગુકુ—હા, તે વાચીશ જો તારી મરજી હોય તો તુ પણ તેમા જો. મને ખબર છે કે તને અગ્રેજી આવડતુ નથી.

આ મારા બાપનો લખેલો કાગળ છે

મુબાઇ ૧૫ મી મે ૧૯૧૧

મારા વ્હાલા દીકરા,

હું તને લખી જણાવુ છુ કે ગઇ કાલે ત્રણ વાગતે હમે મુંબાઇ ઉતર્યાં અહીંઆ ઘણી ગરમી પડે છે મને લાગે છે કે આજ રાત્રે વરસાદ પડશે વાદળા ઘણા ઘણા થયા છે. હુ ને તારી મા તદન સારા છીએ ઘર આગળ તમારા સત્રળાની તબીયત કેમ છે તે મને લખી જણાવજે હુ કાલે દુકાને જઇશ ને તારે માટે કેટલીક ચોપડી ખરીદ કરીશ આજે મારે ઘણુ કામ છે મારે ઘણા કાગળ લખવાના છે હમે પાછા કયારે આવશુ તે તને ફરીથી લખી જણાવીશ સલામ, તારી બહેન, ભાઇ ને અતુ જે આપણા ઘરમા રહે છે તેને મારી સલામ કહેજે

હુ છું તમારો વ્હાલો પીતા.

## ૧૦ વાતચીત.

વાત કરવામા આપણે વાર વાર કહીએ છીએ.

હું ત્યાં વાર વાર ગયો છુ.
મને ખાત્રી છે કે તે આવ્યો
જો મારાથી બનશે તો હુ તે કરીશ
તમે એમ બે વાર કહ્યું છે.
તમે ત્યાં તરત જશો.
તે હમણાજ અહીં આવશે
અમે ઘણી સખત મહેનત કરી છે.
શુ તે મારી ચોપડી નથી.
તે સાચુ છે.
તમારૂ નામ શુ છે ?

ત્યાં કોણ છે ?
ત્યા જતા નહિ
હુ વધારે વાર રાહ જોઇ શકતો નથી.
તેઓ અહીંઆ આવશે નહિ.
તમને આ મળશે નહિ
અહીંઆ એક સુદર ઝાડ છે
અહીંઆ કોઈ નથી
મારી ટોપી ક્યા છે.
તે ત્યા હજી ગયો નથી.
બહાર જવાને ઘણુ મોડુ થયુ છે.

## ૧૧ નાળીએર.

નાળીએરનુ ઝાડ ઘણુ ઉંચુ હોય છે. તેને ડાળી હોતી નથી. પણ ઝાડને મથાળે ઘણા લાંબા પાતરા હોય છે

તે ઘણુ કામનું છે. આ ઝાડનો દરેક ભાગ કામનો છે. એક લીલા નાળીએરને ભાગીને ખોલો. તેને ઘણી જાડી છાલ હોય છે. અદર તમે ફળ જોશો ! જાડી છાલને કાથો કહે છે તેને તડકામા સુકવે છે ને પછી તેના ભુરા મજબુત દોરડા બનાવે છે

ફળને કઠણુ કાચલું હોય છે જ્યારે ફળ પાકે છે ત્યારે આ કાચલુ ભુરૂ થાય છે. તેના ભાગીને બે કટકા થાય છે, દરેક કટકો પ્યાલા તરીકે વપરાય છે. એક લાંબો હાથો તેને લગાડવામા આવે છે અને પછી તેને કડછી કહે છે લીલું નાળીએર મીઠા પાણીથી ભરેલુ હોય છે. તે પીવામાં ઘણુ સારૂં છે. જ્યારે ફળ પાકી જાય છે ત્યારે ઘણું કરીને સઘળુ પાણી સુકાઇ જાય છે

અહીંઆ લીલાં નાળીએરનું ચિત્ર છે ને બીજું પાસે પાકેલાં નાળીએરનું છે પાકેલા નાળીએર કરતા લીલુ નાળીએર કેટલું મોટુ છે તે જુઓ.

છાલ તેને વધારે મોટુ બનાવે છે લીલા નાળીએરને મથાળે ડીચકુ છે તે આ ડીચકાથી ઝાડ ઉપર લટકી રહે છે

પાકેલા ફળના કાચલાને ભાંગો તમે શુ જોશો ? અ દરની બાજુએ મીઠુ ધોળુ કોપરૂ છે તે ખાવામા ઘણુ સારૂ છે તેની મીઠાઇ બને છે કોપરાને તડકામા સુકવે છે મીઠા દુધવાળા રસનુ તેલ બને છે તે ફળને પછી કોપરૂ કહે છે. તેને ઘાણીમા પીલાય છે ને તેમાથી તેલ દાબીને કઢાય છે

## ૧૨ ટપાલની પેટી.

ગુરુ—અતુ, અતુ, કયા છે ?

અતુ—હુ અહીંઆ છુ શુ છે ?

ગુરુ—મારા બાપે જે કાગળ લખ્યો હતો તેનો જવાબ મેં હમણા લખ્યો છે તે જોતાની તારી મરજી છે ?

અતુ—હા ! હા ! મને તે જોવા દે

ગુરુ—આ રહ્યો.

પુના ૧૭મી મે ૧૯૧૧

મારા વ્હાલા પિતાજી—

તમારા માયાળુ કાગળ માટે હુ તમારો આભાર માનું છું. તે મને સહવારમા વહેલો મળ્યો ગઇ રાત્રે વરસાદ વરસ્યો એને તદ્દન ટાઢક થઇ છે સીતાનુ માથુ ગઇ કાલે ઘણુ દુખતું હતુ પણ હવે તેને તદ્દન સારૂ છે અતુ પણ તદ્દન સારો છે ને તે પ્રમાણે હુ છુ મને આશા છે કે તમે પાછા આવશો ત્યારે મારે માટે થોડી સારી ચોપડી લાવશો.

વ્હાલા પિતાજી સલામ હમારા સઘળા તરફથી સલામ છે.

હુ છું તમારો વ્હાલો દીકરો ગોન્ડુ છુ.

અનુ—તેં કહ્યું કે હું સારો છુ તેથી હુ ખુશી થયો છુ હવે કાગળનુ તું શુ કરવાનો છે?

ગુરુ—હુ તેને પરબીડીઆમા બીડીશ ને પછી ટપાલમા નાંખીશ જો આ તૈયાર થઇ ગયો છે

મી. પી. કે. નારાયણરાવ.

નબર ૧૦૦ ફોર્ટ રોડ

મુંબઈ.

અનુ—પરબીડીઆ ઉપર શુ લખ્યુ છે!

ગુરુ—એ સરનામુ છે. પહેલી લીટીમા મે મારા બાપનુ નામ લખ્યુ છે, બીજી લીટીમા તે જે જગ્યાએ રહે છે તેનુ નામ ને ઘરનો નબર લખ્યો છે, ત્રીજી લીટીમા શહેરનુ નામ મે લખ્યુ' છે. દરેક કાગળ ઉપર આના જેવુ સરનામુ હોવુ જોઇએ કાગળ ક્યા લઈ જવો તે ટપાલવાળાને સરનામા ઉપરથી જણાય છે હવે હુ જઇને કાગળ ટપાલમા નાખી આવુ.

અનુ—ગુરુ, હુ તારી સાથે આવુ!

ગુરુ—અરે હા! ચાલો આપણે જલદી જવુ જોઇએ

અનુ—પણ ગુરુ, તે જોડા પહેર્યા નથી તું આમ ઉઘાડે પગે બહાર જાય છે.

ગુરુ—આપણે જલદી દોડતા જવુ જોઇએ, નહિતો આપણે મોડુ થશે વખત ગુમાવવાનો નથી એ વાગતે ટપાલવાળો આવે છે ને કાગળો લઇ જાય છે હમણા બેમા ત્રણ કમ છે. આપણે જલદી દોડતાં જવુ જોઇએ

પછી એ છોકરા સાથે ટપાલની પેટી તરફ દોડયા. તમે તેમને ચિત્રમા જોશો ગોન્ડુ હમણા પેટીના બાકામા કાગળ નાખે છે તેના ઉપર કાગળ એ શબ્દ લખેલા છે તેથી દરેક માણસ કાગળ ક્યા નાખવો તે જાણી શકે

અંતુ—કાગળનું ટપાલવાળો શું કરશે ?

શુંકુ—તે તેની પોતાની કોથળીમા મુકશે ને તેને મોટી ટપાલ ઓફીસ લઇ જશે આ પ્રમાણે બીજા ઘણા ટપાલવાળા બીજી ટપાલની પેટીમાથી કાગળ લાવશે પછી તેને મોટી કોથળીમા ભરવામા આવશે અને આગગાડી ઉપર લઇ જવામા આવશે અને આખા હીંદુસ્તાનમા ઘણી જગ્યાએ મોકલવામા આવશે

## ૧૩. ચદ્રમા.

અરે ! ચદ્રમા તરફ જો, તે ઘણો ઉચો પ્રકાશે છે અરે મા, તે આકાશમા દીવા જેવો દેખાય છે

ગયે અઠવાડીએ તે વધારે નાનો હતો અને તે કામઠા જેવા આકારનો હતો, પણ હમણા તે વધારે મોટો થયો છે અને "ઓ" ના જેવો ગોળ છે

પરમેશ્વરે દીવસ ઉપર રાજ્ય કરવાને સૂર્ય બનાવ્યો પરમેશ્વરે રાતના ઉપર રાજ્ય કરવાને ચદ્રમા બનાવ્યો પરમેશ્વરે તારા બનાવ્યા જે વળી રાત્રે અજવાળુ આપે છે.

## ૧૪ કન્યાશાળા.

ઘટ વાગે છે કે તરત નાની છોકરીઓ નિશાળમા ચાલી આવે છે તેમાની દરેક પોતાની ચોપડી રાખવાને પોતાની સાથે એક કોથળી લાવે છે દરેક વર્ગમા હવા અદર આવવા દેવાને એક બારીવાળો સુદર સાફ ઓરડો હોય છે. જો પવન ઘણો સખત વાતો હોય તો બારી બધ કરવામા આવે છે. છોકરીઓ સઘળી એક પાટલી પર બેસે છે, પણ જ્યારે વાચવાનો વખત થાય ત્યારે ઉભી થાય છે

મહેતાજી ખુરશી ઉપર બેસે છે અને છોકરીને વાચતા સાભળે છે તે તેને ધીમે સભાળથી વાચવાનુ કહે છે તે તેમની પાસે સઘળા કઠણ શબ્દની જોડણી કરાવે છે. કઠણ શબ્દ ચાકવતી કાળા પાટીઆ પર લખે છે.

છોકરીઓ પાસે કૉપી બુક હોય છે જેમાં સીસાપેનથી અથવા સારી કલમથી લખે છે અને સ્લેટ હોય છે તેના પર લખે છે ને હિસાબ કરે છે. ઘણી નિશાળમા એક મહેતીજી હોય છે ને મહેતાજી હોતા નથી મહેતાજી જે કામ કરે છે તેજ કામ તે કરે છે.

છોકરીઓ નિશાળે આવે છે તે પહેલા તેઓ પોતાના હાથ ધોય છે ને પોતાના વાળ ઓળે છે તેના હાથ ને આગળીઓ કેવી સાફ છે તે જુઓ નિશાળમા છોકરીઓ સીવતા શીખે છે તેઓ પાસે કડીઆ હોય છે જેમા તેઓ પોતાનુ કામ, પોતાનુ કપડુ અને ટાકણી સોય દોરા ને કાતર રાખે છે

આપણે આપણી જગ્યાએ સ્વચ્છ હાથ ને ચહેરાવાળા જઇશું.
અને ઘર આગળ ને નિશાળમા આપણને કહેશે તેમ કરીશુ.
અને એ પ્રમાણે હમેશા સુખી ને હુશીયાર થઇશુ.
કારણ કે વિદ્યા સોના રૂપા કરતાં વધારે સારી છે.

## ૧૫. ગઇ કાળ-આજ-ને-આવતીકાળ.

હુ આજે ત્યા જાઉં છુ ગઇ કાલે ત્યા ગયો આવતી કાલે ત્યા હું જઇશ. દરેક અઠવાડીએ હુ ત્યા જાઉં છુ.

તે તે હમણાજ કરે છે. તેણે તે કાલે કીધુ. તે તે આવતે વર્ષે કરશે તે તે દરરોજ કરે છે.

તે આ અઠવાડીએ અહીંઆ આવે છે. તે ગયે મહિને અહીંઆ આવે છે

તે આવતે વર્ષે અહીંઆ આવશે તે વારવાર અહીંઆ આવે છે.

મહેતાજી—આજ સહવારે તમે કેટલા વાગે ઉઠયા ?

છોકરો—હું નવ વાગતે ઉઠયો.

મહેતાજી—અરે ! તુ નવ વાગતા સુધી ઉઠયો નહિ ? તુ ઘણો આળસુ છોકરો હોવો જોઇએ તારે બળસકાળમા ઉઠવુ જોઇએ.

છોકરો—કાલે હુ છ વાગે ઉઠીશ.

**મહેતાજી**—એ ખરૂ છે પણ પાચ વાગતે ઉઠવું એ વધારે સારૂ છે તારી પાસે નાનુ ઘડીઆળ છે?

છોકરો—ના, પણ મારા ઘરમા મોટુ ઘડીઆળ છે જ્યારે હું મોટા છોકરો થઇશ ત્યારે મારા બાપ મને નાનુ ઘડીઆળ અપાવશે

## ૧૬. એક અને એક કરતાં વધારે.

આપણે એમ કહીએ—

| | |
|---|---|
| એક પક્ષી, બે પક્ષી, ઘણા પક્ષી | એક ઝાડ, બે ઝાડ, ઘણા ઝાડ. |
| એક પાદડુ બે પાદડા ઘણા પાદડા | |
| એક ચપ્પુ, ઘણા ચપ્પુ | એક પેટી, ઘણી પેટી. |
| એક સ્ત્રી, ઘણી સ્ત્રી. | એક ઇંડુ, ઘણા ઇંડા |
| એક માણુસ, ઘણા માણુસ | એક દીવસ, ઘણા દીવસ |
| એક બૈરી, ઘણી બૈરી | એક ઘર, ઘણા ઘર |
| એક આખ, ઘણી આખ | એક પગ, ઘણા પગ. |
| એક ડાળી, ઘણી ડાળીઓ | એક ઘડીઆળ, ઘણા ઘડીઆળ. |
| એક સ્ત્રી, ઘણી સ્ત્રીઓ. | એક છોકરૂ, ઘણા છોકરા. |

## ૧૭. દાદા.

આ ગરીબ છોકરાને મા કે બાપ નથી તેના મા ને બાપ બને મરી ગયા છે તેને તેના ઘરડા દાદા વગર તેની સભાળ લેનાર કોઇ નથી તે ઘરડા માણુસને બૈરી ને છોકરૂ કાઇ નથી તેને માત્ર પોતાનો દીકરાનો દીકરો છે જે ચાર વરસનો છે તે ઘેર તે બાળકને એકલો રાખી શકતો નથી કોઇ તેની સભાળ લે નહિ તેથી તે પોતાની સાથે તેને કામે લઇ જાય છે. તે માળી છે તે આખો દીવસ વાડીમા સખત મહેનત કરે છે સાજના ત્રણ માઇલ દુર પોતાને ગામ પોતાને ઘેર જાય છે જ્યારે તે કામ કરતો હોય ત્યારે તેનો પૌત્ર વાડીમા આમ તેમ રમે છે જ્યારે તેઓ આજે ઘેર આવ્યા ત્યારે છોકરો થોડુક ચાલ્યો. પછી તણે કહ્યુ, દાદા હુ થાકી ગયો છુ હુ વધારે ચાલી શકતો નથી. ત્યારે તે માયાળુ ઘરડો માણુસ ઉભો રહ્યો ને પોતાના પૌત્રને પોતાના

ખભાપર લીધી. ચિત્રમાં તમે તેને ઘેર લઈ જતો જોશો. તે આઠ વરસનો છે તેના ચહેરાપરના વાળ સફેદ છે ને ઘણો જોરાવર નથી પણ તે હજી પોતાના પૌત્રને ઉંચકી શકે છે જ્યારે તે ઘેર આવશે ત્યારે તે દીવતા સળગાવશે ને પોતાને બંનેને ખાવાને થોડા ચોખા રાંધશે પછી તે ને તેનો પૌત્ર સાદડીપર સુશે તેઓ સવાર સુધી ઉંઘશે

## ૧૮. વરસના મહિના.

એક વરસના બાર મહિના હોય છે તે આ પ્રમાણે

૧ જાન્યુઆરી ૨ ફેબ્રુઆરી ૩ માર્ચ ૪ એપ્રિલ ૫. મે ૬ જુન ૭. જુલાઇ ૮ ઓગસ્ટ. ૯ સપ્ટેબર ૧૦ અકટોબર ૧૧ નવેંબર ૧૨. ડીસેંબર સપ્ટેબર, એપ્રિલ, જુન ને નવેંબરના ત્રીસ દીવસ હોય છે ફેબ્રુઆરીના માત્ર અઠાવીશ દીવસ હોય છે બીજા સઘળા મહિના એકત્રીસ દીવસના હોય છે પણ ચાર વરસે એક વખત આવતા લીપઇયરમા ફેબ્રુઆરીમા એક દીવસ વધારે હોય છે

## ૧૯. રમવાની જગ્યા.

**બાપા**—ગોપાળ, તુ ક્યા જાય છે ?

**ગોપાળ**—બાપા, હુ રમવાની જગ્યાએ જાઉ છુ મારી સાથે આવો, મારી સાથે આવોની ને હુ તમને તે બતાવીશ.

**બાપા**—બહુ સારૂ, મારા છોકરા મારે હમણા કાંઈ કામ નથી હુ તારી સાથે આવીશ

**ગોપાળ**—અરે બાપા, તમારો ઉપકાર માનુ છુ ! ચાલો આપણે એકદમ જઇએ

**બાપા**—ત્યારે આ તારી રમવાની જગ્યા છે શુ તે છે ? કેવી સુંદર જગ્યા એ છે ! અહીંઆ કેટલાક છોકરા છે ! તેઓ કોણ છે ને તે શુ રમે છે તે મને તુ કહી શકશે ?

**ગોપાળ**—હું એમાના ઘણાખરાને ઓળખુ છુ બે છોકરા ભમરડે રમે છે. તેઓ મારા વર્ગમા છે તે કેસુ ને ગોન્ડુ છે. કેસુ તેનો ભમરડો ફેરવે છે, ગોન્ડુ પોતાના હાથમા પોતાનો ભમરડો લઇને પાસે ઉભો છે.

બાપા—જે છોકરા ભમરડા વડે રમે છે તે કોણ છે ?

ગોપાળ—એ રામુ ને રઘુ છે તે હો રામુનો છે તેના બાપે તેને ગયે અઠવાડીએ આપ્યો તે તે ફેંકે છે ને રામુ તેને ઝીલે છે.

બાપા—જે છોકરા આગળ ઉભા છે તે શુ કરે છે ?

ગોપાળ—તેઓ કુદે છે જે છોકરો કુદે છે તેનું નામ નાનો છે. બીજા કોણ છે તેને હુ ઓળખતો નથી નાનો ઘણી ઝડપથી દોડી શકે છે તે વળી ઘણી સારી રીતે કુદી શકે છે તે હમણા લાંબી છલગ મારે છે કોઇ વખત તેઓ ઉંચી છલગ મારે છે

બાપા—ઉંચી છલગ ! તે શુ હશે ?

ગોપાળ—એ થાભલા વચ્ચે તેઓ લાકડી કે દોરી મુકે છે પછી એક છોકરો દોડે છે ને તેની ઉપર થઇને કુદી જવાનો પ્રયત્ન કરે છે.

બાપા—ગોપાળ, તુ કેટલે દૂર ને કેટલો ઉચો કુદી શકે છે ?

ગોપાળ—હુ છ ફુટ દુર ને ત્રણ ફુટ ઉંચે કુદી શકુ છું.

બાપા—એ ઘણુ સારૂ છે હવે મારે ઘેર પાછા જવુ જોઇએ. તુ અહીંઆ રહીને રમ તુ ક્યા છે તે હુ તારી માને કહીશ પણ મોડો આવતો નહિ. અધારૂ થયા પહેલા આવજે

## ૨૦. ફરીથી કરો.

એક વખત રામ નામનો નાનો છોકરો હતો તે આઠ વર્ષનો હતો ને તે દરરોજ નિશાળે જતો

રામ ચાલાક છોકરો નહોતો તે વારવાર પોતાના વર્ગમા છેલ્લો રહેતો તે સારૂ વાચી શકતો પણ તે પોતાની સ્લેટ પર દાખલા કરી શકતો નહિ એક દીવસે માસ્તરે છોકરાઓને દાખલો ગણવા આપ્યો. તેમને પાચ હારના આકડા ઉમેરવાના હતા બીજા બધા છોકરા જલદી દાખલા કરતા તેઓ પોતાની સ્લેટ મહેતાજી પાસે લાવતા ને તેને જવાબ બતાવતા તેના દાખલા બધા ખરા હતા

રામ પણ પોતાની સ્લેટ લાવતો પણ જવાબ તદ્દન ખોટો હતો.

મહેતાજીએ કહ્યું તારી જગ્યાએ પાછો જા. તારો જવાબ ભુસી નાખ ને આકડાનો ફરીથી સરવાળો કર.

રામ પાછો ગયો, પોતાની જગ્યાએ બેઠો ને આકડાનો સરવાળો કર્યો તેણે કહ્યુ મે કર્યો છે. મહેતાજીએ કહ્યુ અહીંઆ આવ ને તારી સ્લેટ બતાવ. મહેતાજીએ તેની સ્લેટમા જોયુ તેણે કહ્યુ પાછો આ ખોટો છે ફરીથી એકવાર સરવાળો કરી જો રામે કહ્યુ શુ કામનું છે? હુ તે કરી શકતો નથી, તે ઘણો અઘરો છે. મહેતાજીએ જવાબ દીધો ના, બીજા બધા છોકરાએ તે કર્યો છે, તે ઘણો અઘરો નથી. રામ ફરીથી પ્રયત્ન કર

રામ પોતાની જગ્યાએ પાછો ગયો તેણે આકડાનો સરવાળો ધીમેથી ને સભાળથી કર્યો. પછી તેણે પોતાની સ્લેટ પોતાના મહેતાજીને બતાવી.

તેના મહેતાજીએ કહ્યુ આ વખત જવાબ ખરો છે શાબાશ રામ ! પહેલી વખત તુ કાઇ કરીશ કે નહિ તો ફરીથી પ્રયત્ન કરજે જ્યા સુધી તુ તે કરી શકે ત્યા સુધી પ્રયત્ન કરી રાખજે કોઈ વખતે એમ ન કહેવુ કે હું તે કરી શકતો નથી. હુ તે કરી શકુ છુ એમ કહેજે

મરજીથી કામ કરો—તેનો છેડો તમે જોઇ શકો ત્યા સુધી સખત મહેનત કરો મારા નાના મિત્ર જ્યા સુધી સઘળુ સરળ થાય ત્યા સુધી ફરીથી ને ફરીથી કરો. કદી છોડી દેતા નહિ હીંમત હારી જતા નહિ. ફરીથી એકવાર શરૂ કરો તમારા સઘળા બળથી એકવાર ફરીથી પ્રયત્ન કરો ને ધીમે ધીમે તમે સાચે રસ્તે પહોચશો.

## ૨૧. જે ઘર રામે બાંધ્યુ તે.

રામે જે ઘર બાધ્યુ તે આ રહ્યુ.

રામે જે ઘર બાધ્યુ તેમા જે છોકરો રહેતો હતો તે આ છે.

રામે જે ઘર બાધ્યુ તેમા જે છોકરો રહેતો હતો તેને જે બિલાડી કરડી તે આ રહી.

રામે જે ઘર બાધ્યુ તેમા જે છોકરો રહેતો હતો તેને જે બિલાડી કરડી તેને જે કુતરાએ પકડી તે આ રહ્યો.

રામે જે ઘર બાંધ્યુ તેમા જે છોકરો રહેતો હતો તેને જે બિલાડી કરડી તેને જે કુતરાએ પકડી તે કુતરાને જે કાગડાએ ચાંચ મારી તે આ રહ્યા

રામે જે ઘર બાંધ્યુ તેમા જે છોકરો રહેતો હતો તેને જે બિલાડી કરડી તેને જે કુતરાએ પકડી તે કુતરાને જે કાગડાએ ચાંચ મારી તેની પછવાડે જે સમડી પડી તે આ રહી.

## ૨૨. સાચુ કહેો.

વેકટ ને કમળા નામના બે છોકરા હતા એક દહાડો ઘરના આગલા ઓરડામા તેઓ રમતા હતા. ત્યા ટેબલ પર એક આરસી હતી ને તે તેઓએ જોઇ નહોતી. જેવામાં તે રમતા હતા તેવામા વેકટે કમળાને મેજ તરફ ધક્કો માર્યો તે કાચ જમીન પર પડયો ને ભાગી ગયો બને છોકરા રડવા લાગ્યા

કમળા—ભાઇ, તે મને શા માટે ધક્કો માર્યો ? જો, કાચ ભાગ્યો છે.

વેકટ—તને ધક્કો મારવાનો મારો ઇરાદો નહોતો. હવે આપણે શુ કરીશુ ? એમા બધો તારો વાક છે

કમળા—આપણે બને રમતા હતા એમા મારો વાક છે એમ તું શા માટે કહે છે ? તેમા તારો પણ વાક છે પણ શુ કરીશુ.

વેકટ—જો બાપાને માલમ પડશે તો તે ગુસ્સે થશે. આપણે તેને કોઇ ઠેકાણે સતાડીએ નહિ ?

કમળા—ના, ના, કોઇ વખતે અથવા બીજી વખતે તે માલમ પડી આવશે આપણે બાપાને કહી દેવુ એ સારૂ છે ને કહેવુ કે હમે દીલગીર છીએ કદાચ તે વખતે તે ઘણા ગુસ્સે થશે નહિ.

વેકટ—મને ધારતી છે કે તે ગુસ્સે થશે આપણને માને કહીએ તો કેવુ સારૂ ? કદાચ તે બાપાને ગુસ્સે નહિ થવાનુ કહેશે

જ્યારે તેઓ બોલતા હતા ત્યારે તેઓની મા ઓરડામા આવી. તે થાકી ગઇ હતી ને ખુરશીપર બેસી ગઇ છોકરા તેની પાસે ગયા ને નીચુ જોઇને તેની આગળ શાંત રીતે ઉભા રહ્યા.

માએ જોયુ કે કાંઈ નવુ જુનુ થયું છે તેણે કહ્યુ તમે આટલા શાંત કેમ ઉભા છો ? તમે કાંઇ નુકસાન કર્યું છે ? પછી કમળા ડુસકા ભરવા લાગી ને વેકટ પોકેપોક મુકીને રડયો. પછી તેની માએ કહ્યુ છોકરા તમે શા માટે રડો છો ? કોઇએ તમને હરકત કરી છે ! શુ થયુ છે ! રડો નહિ

કમળા—મા, હમે રમતા હતા ને હમે કાચને ધકકો મારી પાડી નાખ્યો ને ભાગ્યો હમે ઘણા દીલગીર છીએ ને હમને બીક લાગે છે કે બાપા હમારી ઉપર ગુસ્સે થશે

મા—એટલુંજ કે ? તમે કાચ ભાગ્યો તે માટે હુ દીલગીર છુ પણ તમે મને સાચુ કહ્યુ છે માટે હુ ઘણી ખુશી છુ ધાસ્તી રાખતા નહિ હુ તમારા બાપને કહીશ તે તમારા ઉપર ગુસ્સે થશે નહિ કેમકે તમે સાચુ કહ્યુ છે.

## ૨૩. હોડી.

આ પાણીથી ભરેલી ઉંડી નદી છે. આપણે તેને ચાલીને ઓળગી શકતા નથી પણ પાસેજ એક પૂલ છે જે એક નાકાથી બીજા નાકા સુધી છે. જાણે રસ્તો હોય તેમ ને પુલપર નદી ઉપર થઇને જાઓ તેનાપર કેટલાક માણુસને હમણા ચાલતા જોશો

નદી પુલની તળેથી જાય છે. નદીની બે બાજુ કીનારા કહેવાય છે પાણી કીનારાની વચ્ચે થઇને જાય છે નદી વહીને કયા જાય છે ?

બધી નદી જમીન ઉપર થઇને વહે છે ને આખરે દરીઆમા જાય છે. નદીમા બધુ પાણી કયાથી આવે છે તે વાદળામાથી જમીન ઉપર પડે છે ને નદીમા વહી જાય છે પાસેના કીનારા સાથે બાધેલી પેલી હોડી કેવી સુદર ને મોટી છે ! તે લાકડાના બનાવેલા નાના ઘર જેવી છે ને તે પાણી ઉપર તરે છે. બારી બારણાવાળા અદર ઓરડા છે ચાર બારી ઉઘાડી છે ને સાત બધ છે બારણુ ઉઘાડુ છે. હોડીને મથાળે હુ બે ખુરશી જોઉં છુ ને શા માટે મુકેલી છે ! જ્યારે સુર્ય અસ્ત પામે છે ને ઠડક હોય છે ત્યારે સાજના હોડીમાના ગ્રહસ્થ માણુસને બેસવા માટે છે તુ નાને દાદરેથી મથાળે જઇ શકશે તેને ત્રણ પગથીઆ છે ઉપલા પગથીઆપર એક માણુસ બેઠો છે. હોડી કીનારા ઉપર દોરડાથી બાંધી છે.

પાણી ઉપર હોડી કેવી રીતે ચાલે છે ? માણસો વાસ વતી આગળ હડસેલે છે હમણા હોડીવાળો પોતાના હાથમા વાસ લઇને હોડીને મથાળે ઉભો છે હોડી નીચે પાણીમા પેલી કાળી વસ્તુ શુ છે!

તે હોડીનો પડછાયો છે નીચે બીજી હોડી હોય એમ દેખાય છે. છેક દુર નદીના બીજા કીનારા પાસે આના જેવી બીજી હોડી હુ જોઉં છુ. વરસાદ નદીને ભરે છે. નદીઓ દરીઆમા વહે છે.

## ૨૪. ભુતકાળ ને વર્તમાનકાળ.

| આજે | કાલે | આજે. | કાલે. |
|---|---|---|---|
| હુ કહુ છુ | મે કહ્યુ | તે કહે છે | તેણે કહ્યુ |
| હું કરૂ છુ | મે કર્યું | તે કરે છે | તેણે કર્યું |
| હું છુ | હુ હતો | તે છે | તે હતો |
| હું આપુ છુ | મે આપ્યુ | તે આપે છે | તેણે આપ્યુ |
| હું કહુ છુ | મે કહ્યુ | તે કહે છે | તેણે કહ્યુ |
| મારી પાસે છે | મારી પાસે હતું | તેની પાસે છે | તેની પાસે હતુ |
| હું જાઉં છુ | હુ ગયો | તે જાય છે | તે ગયો |
| હું સાભળુ છુ | મે સાભળ્યુ | તે સાભળે છે | તેણે સાભળ્યુ |
| હું મેળવુ છુ | મે મેળવ્યુ | તે મેળવે છે | તેણે મેળવ્યુ |
| હું આવુ છુ | હુ આવ્યો | તે આવે છે | તે આવ્યો |
| હું જાગુ છુ | હુ જાગ્યો | તે જાગે છે | તે જાગ્યો |
| હુ બેસુ છુ | હુ બેઠો | તે બેસે છે | તે બેઠો |
| હુ લાવુ છુ | હુ લાવ્યો | તે લાવે છે | તે લાવ્યો |
| હુ ખરીદુ છુ | મે ખરીદ્યુ | તે ખરીદે છે | તેણે ખરીદ્યુ |
| હુ પીઉં છુ | મે પીધુ | તે પીએ છે | તેણે પીધુ |
| હું ખાઉં છુ | મે ખાધુ | તે ખાય છે | તેણે ખાધુ |
| હુ જોઉં છુ | મે જોયુ | તે જોય છે | તેણે જોયુ |
| હુ ઉંઘુ છું | હુ ઉંઘ્યો | તે ઉંઘે છે | તે ઉંઘ્યો |

## ૨૫. તારા.

જ્યારે સૂર્ય અસ્ત પામે છે ત્યારે રાત્રે ચકચકીત તારા પ્રકાશે છે. તે એટલા બધા છે કે આપણે તેને ગણી શકતા નથી તે ઉઘાડ દે થતા દેખાય છે ને આપણે કહીએ છીએ કે તે ચમકે છે

તે આકાશમા હીરા જેવા દેખાય છે દીવસના વખતમા આપણે તેને સૂર્યના ચકચકીત અજવાળાને લીધે તેને જોઈ શકતા નથી

નાના તારા તમે ઝળકો તમે કેવા છો તેથી હુ કેવો અચબો પામુ છુ. દુનીઆમા છેક ઉંચે આકાશમા હીરા જેવા છો.

જ્યારે ચળકતો સૂર્ય આથમે છે, જ્યારે ઓસથી ઘાસ ભીનુ છે, ત્યારે તમે તમારૂ થોડુ અજવાળુ જે બતાવો છો તે આખી રાત ચળકે છે.

## ૨૬. જમણ.

અહીંઆ ત્રણ માણસો પોતાનું ભોજન ખાય છે, દીવસના પહેલા ભોજનને આપણે નાસ્તો કહીએ છીએ. હમણા એક વાગ્યો છે આ ત્રણ માણસોએ સહવારથી સખત મહેનત કરી છે તેઓને ઘર છોડયા પહેલા પીવાને થોડી કાફી ને ખાવાને ચોખાની રોટલી મળી હતી તે તેનો નાસ્તો હતો પણ તે વખતે આઠ વાગ્યા હતા. પાચ કલાક સુધી તેઓને કાઇ ખોરાક મળ્યો નહોતો અને તેઓ હમણા ભુખ્યા ને તરસ્યા છે તેથી સુદર વાડીમા કેટલાક ફુલનાં કુડા જ્યા કોઈ તેને જોઈ શકે નહિ તેની પછવાડે તેઓ પોતાનુ ભોજન લે છે દરેક માણસ પાસે તેની આગળ થાળી છે. તે થાળીમા થોડા સુદર ધોળા બાફેલા ચોખા છે દરેક થાળીની લગોલગ કઢી ને ચટણીથી ભરેલી નાની પહોળી રકાબી તમે જોશો કઢી ઘણી ઉની છે, તેમા મરચા ને મરી છે એક માણસ હમણા થોડુ પાણી પીએ છે વચલો માણસ પોતાને હાથે મુઠો ભરીને ચોખા લે છે. ત્રીજો માણસ પોતાના હાથ ઉપર એક નાના વાસણમાથી થોડુ પાણી રેડે છે. તે ખાય છે તે પહેલા તેમાથી પોતાના હાથ

તે ઘોડો મરચા વાડીમા ઉગે છે તે ઘણા ગરમ હોય છે કેટલાંક લાંબા, કેટલાક ગોળ કેટલાક લીલા ને કેટલાક રાતા હોય છે જે ખાનુ આપણે રાત્રે ખાઇએ છીએ તે વાળુ કહેવાય છે આજ રાત્રે આઠ વાગતે આ માણસોને પોતાના વાડામા વધારે કઢી ને ચોખા મળશે તેઓ તે ઘેર ખાશે પછી તેઓ સુશે ને ઉંઘી જશે જેઓ દીવસે સખત મહેનત કરે છે તે રાત્રે સારી રીતે ઉંઘે છે આળસુ કદી ઉંઘી શકતો નથી જો તમારે સારી રીતે ઉંઘવુ હોય તો તમારે સખત મહેનત કરવી જોઇએ. આપણે સહવારમા નાસ્તો લઇએ છીએ. દીવસે ભોજન લઇએ છીએ રાત્રે વાળુ કરીએ છીએ

## ૨૭. ઉદ્ધત છોકરો.

આ નાની છોકરી આજ સહવારે પોતાની માને માટે થોડુ પાણી લાવવાને કુવે ગઇ હતી. તેનો ભાઇ તેને મદદ કરવાને તેની સાથે ગયો હતો પણ તે ઉદ્ધત છોકરાએ શુ કર્યુ? જેવામા તે પોતાની બહેનની પછવાડે ચાલતો હતો ત્યારે તેણે તેને ધકકો માર્યો વાસણ નીચે પડયુ ને પાણી ઢોળાઇ ગયુ પછી પોતાની ગરીબ નાની બહેન જે રડવા મડી હતી તેની તરફ હસતો ઉભો રહ્યો તેને ધાસ્તી લાગી કે હુ વખતસર પાણી લાવી શકીશ નહિ. આપણે આપણા ભાઇ ને બહેન ઉપર માયાળુ થવુ જોઇએ આપણે તેને ખીજવવા ન જોઇએ. આપણે તેને રાજી રાખવાને પ્રયત્ન કરવો જોઇએ. તેને મદદ કરવાને આપણે હમેશા તૈયાર રહેવુ જોઇએ. આપણે દરેક તરફ સભ્ય થવુ જોઇએ જ્યારે આપણે કાંઈ ચીજ માગીએ ત્યારે આપણે આ મને આપ એમ કહેવુ ન જોઇએ, પણ જો તમારી મરજી હોય અથવા મને મહેરબાની કરીને આ આપો. અને જ્યારે આપણે કાંઈ ન જોઇતુ હોય ત્યારે આપણે કહેવુ જોઇએ કે ના, આપનો આભાર માનુ છુ આપણે હમેશા જ્યારે આપણે કોઇ ગૃહસ્થ માણસ સાથે બોલતા હોઇએ ત્યારે સાહેબ અને જ્યારે આપણે કોઇ બાઇ સાહેબ સાથે બોલતા હોઇએ ત્યારે બાઇ સાહેબ કહેવુ

જોઇએ જ્યારે તમે સહવારમા તમારા બાપ, મા, બ્હેન કે ભાઇને મળો ત્યારે સહવારની સલામ કહેજો. ને જ્યારે તમે રાત્રે સુવા જાઓ ત્યારે તેમને રાતની સલામ કહેવી જ્યારે તમે તમારા દોસ્તદારથી છુટા પડો ત્યારે સલામ કહેવી નિશાળમા જ્યારે તમે તમારા મહેતાજીને મળો ત્યારે સહવારની સલામ સાહેબ કહેવી ને જ્યારે નિશાળેથી છુટી મળે ત્યારે સાહેબ, સાંજની સલામ કહેવી

સભ્ય થાઓ.

સારા નાના છોકરાઓ હુ કરીશ અથવા આ મને આપો એમ કદી કહેવુ ન જોઇએ ના, બીલકુલ એવી રીત નથી માને કહો કે તમારી મરજી હોય તો દરેક જણને જો તમારી મરજી હોય (મહેરબાની કરીને) એમ કહો ને ગૃહસ્થ માણસને હા સાહેબ, ને બાઇ સાહેબને હા બાઈ સાહેબ કહો.

૨૮ ખેતરમાં ફરવુ.

રામુ એક છોકરો હતો જે પોતાની આખી જીદગાની સુધી ગામડામા રહેતો તે શહેર વિષે કઇ જાણતો નહોતો તે તમને પોતાના ગામના કોઇ પક્ષી પશુ કે ઝાડના નામ કહી શકતો તે બાર વરસનો હતો. તે ચાલાક છોકરો હતો. તેને રગુ નામનો પિત્રાઇ ભાઇ હતો જે નવ વરસનો હતો.

રગુ હમેશા શહેરમાં રહેતો હતો તે ગામડા વિષે કાઇ જાણતો નહોતો તે પક્ષી ને પશુ વિષે ઘણુ થોડુ જાણતો એક વખત તે માંદો પડયો ને પાતળો ને નબળો થઇ ગયો તેના બાપે તેને ગામડામા તેના પિત્રાઇ ભાઇ રામુ સાથે રહેવાને મોકલ્યો તેણે કહ્યુ કે ગામડાની હવા સારી હોય છે તેથી રગુને ફાયદો થશે.

પહેલા રગુ ઘરમા રહેતો હતો. પણ તે તરત મજબુત ને તદુરસ્ત થયો એક સહવારે બે છોકરા ગામડામા ફરવાને ગયા

રામુ—રંગુ, આજનો દિવસ સારો છે હમણા ૭ વાગ્યા છે મારી સાથે બહાર ફરવા ચાલ તેથી તને ફાયદો થશે. શહેરમા જે

ચીજો તુ જોતો નથી તેવી ઘણી ચીજો તુ જોશે. તારી ટોપી ને જોડા પહેર

રંગુ—અરે રામુ, તારો આભાર માનુ છુ હુ તદ્દન તૈયાર થઇને આ રહ્યો આપણે કયા જઇશુ !

રામુ—હુ તને સડકે લઇ જઇશ પછી આપણે ખેતર ઉપર થઇને તળાવ સુધી ચાલીને જઇશુ પછી આપણે પાછા આવીશુ. એટલામા એક કલાક થઇ જશે પછી તડકો પડશે હમણા તદ્દન ઠડી છે સૂર્ય ઉગ્યો નથી.

રંગુ—પેલુ કેવુ મોટુ સુદર ઝાડ છે ! રામુ તે શેનુ છે

રામુ—આ આબાનુ ઝાડ છે.

રંગુ—હુ તેનાપર એક પણ કેરી જોતો નથી

રામુ—ના, આ કેરીની મોસમ નથી આપણને જુન જુલાઇ સુધી મળશે નહિ

રગુ—અરે રામુ, પેલુ બેડોળ કાળુ પક્ષી ઉડે છે તે શુ છે !

રામુ—તે પક્ષી નથી તે ચામાચેણુ છે તે પાખવાળા ઉંદર જેવુ દેખાય છે તે ઘુવડની માફક આખો દીવસ ઉંઘે છે અને રાત્રે આમ તેમ ઉડે છે તે ચામાચેણુ કોઇ ઝાડ કે જુની દીવાળમા તેના દરમા ઘેર ઉડતુ જાય છે પણ તુ કેમ ઉભો રહ્યો છે !

રંગુ—હુ ઝાડમા કાઇ જોઉં છુ ત્યા જો હું ધારૂ છુ કે તે વાદરો હોવો જોઇએ મે એક વખત વાદરો જોયો હતો પણ તે આના જેવો નહોતો.

રામુ—હા ! હવે હું તેને જોઇ શકુ છુ તે તેના ડાબા હાથથી ડાળીને પકડી રહ્યો છે પોતાની પીઠપર હવામા તેણે તેની પુછડી પકડી છે. તે આપણી તરફ જોય છે હા, તે હનુમાન વાદરો છે.

રગુ—હુ પૈડાનો અવાજ સાભળુ છુ અહીંઆ ગાડી આવે છે.

રામુ—હા, રસ્તાની એક બાજુએ ચાલો આપણે જોઇએ. મે આવી સુદર મોટી ગાડી કદી જોઇ નથી, એમા કોણ છે.

રંગુ—રામુ, હું તને તે કહીશ. એ રાજા સાહેબ છે. તે શહેરમાં રહે છે હુ તેને વારવાર તેની ગાડીમા જોઉં છુ તે અહીંઆ કોઇ મોટા માણસને મળવા આવ્યા છે. તે સવારના ફરવા નીકળ્યા છે. તે ઘણા પૈસાદાર છે ને તે ઘણા મોટા ઘરમા રહે છે.

રામુ—વારૂ, ચાલો આપણે રસ્તો છોડીને જઇએ ચાલો, આપણે ખેતર ઓળગીને જઇએ આ તળાવ છે તુ તે જોઇ શકે છે.

રંગુ—ઝાડપર પેલુ સુદર મોટુ પક્ષી કયુ છે ! મે અગાઉ આવું સુદર પક્ષી કદી જોયુ નથી.

રામુ—હા, રગુ તે ખુબસુરત પક્ષી છે. એ મોર છે. આપણે તેને પક્ષીની રાણી કહીએ છીએ. જુઓ તેની પુછડી તદન લીલી ને સોના જેવી છે. તે આપણા ઘરની પાસે ઝાડ પર વારવાર બેસે છે. આપણે તેને દાણા ખવાડીએ છીએ. તે ઘણું પળાય એવુ છે. તે નીચે ઉડીને દાણા ખાય છે.

રંગુ—મે મોર વિષે વારવાર સાભળ્યુ છે. પણ મે અગાઉ એક પણ જોયુ નથી, અરે ! શુ થયુ ? તુ મને પાછો કેમ ખેચે છે

રામુ—રગુ. રગુ, પાછો આવ. જલદી કર, તારી પાસે સાપ જોતો નથી. પાછો ચાલ.

રંગુ—હા, હા, તે કેવો ફુફાટા મારે છે ! મે લગભગ તેના પર પગ મુકયો હતો તે કેવો ગુસ્સે દેખાય છે. તેણે પોતાનુ માથુ કેવું ઉંચુ રાખ્યુ છે.

રામુ—એ ઝેરી સાપ છે ઘણો મોટો નાગ. જો તે તને કરડયો હોત તો તુ મરી ગયો હોત કોઇપણ ઉપાયથી બચત નહીં. તે મોટો સાપનો રાજા છે તેનાથી બહુ દુર રહેજો તે આ ખેતરમા એક દરમા રહે છે. દરેક જણ તેનાથી બીએ છે.

રંગુ—તે મને પાછો ખેચ્યો તેથી હુ રાજી થયો. હવે આપણે બીજા ખેતરમા સહીસલામત છૈએ. સાપના રાજાને સલામ છે હુ તેને ફરીથી જોવા ઇચ્છતો નથી.

રામુ—રંગુ, પેલું સુંદર નાનુ પ્રાણી કયુ છે. તે દોડી જાય તે પહેલાં તેને જો આપણે તેને જોતા નથી એમ તે ધારે છે, તેજ કારણથી તે આટલુ શાંત બેસી રહ્યુ છે

રંગુ—ના, મે તેને આજેજ જોયુ

રામુ—તે સસલુ છે તે ખેતરમા રહે છે, તે ઘણી ઝડપથી દોડે છે કેવા મોટા કાન તેને છે તમે તેને પકડી શકશો નહિ કુતરા તેને પકડવાને પ્રયત્ન કરે છે પણ તે પકડી શકતા નથી તે ઘણી ઝડપથી દોડે છે

રંગુ—રામુ, ખેતરમા આવે છે તે માણસ કોણ છે

રામુ—તે ખેડુત નરસુ છે. તે ખેતર ખેડવા જાય છે તે પોતાની સાથે તેના બે બળદ લઇ જાય છે તે સહવારના પહોરમા ઘણો વહેલો તેનુ કામ કરવા જાય છે.

રંગુ—રામુ, ચાલો આપણે પાછા જઇએ મહેરબાની કરીને સાપના રાજા પાસે જતા નહિ.

રામુ—અરે નહિ, હુ તને પાછો બીજે રસ્તે લઇ જઇશ. આપણે તદન લાંબે રસ્તે ફરવા આવ્યા છીએ

રંગુ—અરે રામુ, ઝાડ નીચે ઉભુ રહેલુ પેલુ મોટુ પ્રાણી કયુ છે ? આપણે દોડી જઈશુ ?

રામુ—ના, ના, તે ફક્ત હાથી છે તે ઘણો જોરાવર છે પણ તે તદન પાળી શકાય એવો છે તે આપણને હરકત કરશે નહિ.

રંગુ—તેના ચહેરા આગળ નીચે લટકતી લાંબી વસ્તુ શુ છે ?

રામુ—તે તેનુ નાક છે. આપણે સુંઢ કહીએ છીએ

રંગુ—મે આવુ લાબુ નાક આજેજ જોયુ

રામુ—તે વળી લાંબા હાથ જેવુ છે હાથી એ વડે કોઇપણ વસ્તુ ઉચકી શકે છે તેને વડે પાણી પીએ છે. આપણે કાલે સહવારે ફરીથી ફરવા આવીશુ હુ મારી સાથે કેટલાક કેળા લાવીશ આપણે તેને ખાવા આપીશુ ચાલો, હવે આપણે ઘેર જઇએ.

## ૨૯ સુર્ય ને ચંદ્રમા.

સુર્ય ને ચંદ્રને દડાના જેવા આકાર હોય છે સુર્ય અગ્નિનો મોટો દડો છે જો સુર્ય ન હોત તો સઘળી ચીજો અંધારાવાળી ને ઠંડી હોત, કોઈ પણ છોડવો ઉગત નહિ ને બધી વસ્તુ મરી જાત. સુર્યને ચંદ્ર આપણાથી ઘણે દુર છે તેથી તેઓ ઘણા નાના દેખાય છે.

જ્યારે આપણે વિશાળ મેદાનમા ઉભા રહીએ જે મોટા ઝાડ આપણાથી દુર છે તે નાના છોડવા જેવા દેખાય છે પણ જ્યારે આપણે તેને તે જેવા મોટા હોય છે તેવા મોટા જોઇએ છીએ

આપણે સુર્ય ને ચંદ્ર પાસે જઈ શકતા નથી ને તેથી તેઓ કેટલા મોટા છે તે આપણે જોઇ શકતા નથી

ચંદ્રમા રાત્રે પ્રકાશે છે. તેનુ અજવાળુ ઠંડુ હોય છે ને સુર્યના અજવાળા જેટલું ચકચકિત નથી

ચંદ્રને પોતાનુ અજવાળુ નથી. તેને સુર્ય તરફથી અજવાળુ મળેછે

સુર્યને ચંદ્ર આપણાથી ઘણે દુર છે તેથી તેઓ નાના દેખાય છે

ચંદ્રને પોતાનું અજવાળુ નથી તેને સુર્ય તરફથી અજવાળુ મળે છે.

## ૩૦ છોકરા.

સારો છોકરો હમેશા સાચુ કહેશે ડાહ્યો છોકરો તેના પાઠ સારી રીતે કરે છે બહાદુર છોકરો જુઠું બોલશે નહિ મજબુત છોકરો નબળાને મદદ કરવાને પ્રયત્ન કરશે

હેતાળ છોકરો પોતાની માનુ કહ્યુ માને છે માયાળુ છોકરો પોતાના નાના ભાઇને મદદ કરે છે જે છોકરો સારો માણસ થવા ઇચ્છે તે એકદમ શરૂ કરશે ને જે તેનાથી બનશે તેટલુ સઘળુ કરશે

ઘાસ લીલુ હોય છે ને આકાશ ભુરૂ હોય છે.

લીલા ઘાસ પર ઓછી ઝાકળ પડે છે

સોનુ પીળુ છે ને રૂપુ ધોળુ છે.

લોઢુ ભારે છે ને પીંછા હલકા છે

માણેક રાતા છે ને હીરા ચકચકીત છે

તાંબુ તપખીરીઆ રંગનુ છે, ને ખરૂં સોહું ભુરૂં છે.

દીવસ ઉગતી વખતે વાદળા ભુરા હોય છે.

## ૩૧ ફુલ ને પાંદડા.

આ ફુલને પાદડાનો ઝુમખો છે. ને ઝુમખામાં કેટલીક કળી પણ છે. તે કેવા સુંદર દેખાય છે. આ ગુલાબના ફુલ છે ગુલાબ ફુલોની રાણી કહેવાય છે ગુલાબની વાસ મીઠી આવે છે. રાતો ગુલાબ પીળાં ગુલાબ ને ધોળા ગુલાબ હોય છે આ ગુલાબ ધોળા છે.

તમે ચિત્રમાં બે કળી જોશો. કળી મોટી ને મોટી થતી જશે. પછી તે ખીલશે ને ફુલની કળી આવશે દરેક કળીમા નાનુ ફુલ હોય છે.

ફુલ ને પાદડા ઝાડ પર ઉગે છે. પાદડા પહેલા લીલા હોય છે પછી તે સુકાવવા માંડે છે, ભુરા ને પીળા થાય છે ને જમીન પર પડી જાય છે. કેટલાક પાદડા પર તમે ઝાકળના ટીપાં જોશો

## ૩૨ નાના બાળકની રાતની સલામ.

સુર્ય વધારે વખત તેનુ અજવાળુ આપતો નથી. તારા ડોકીયા કરવા માંડે છે. એ સઘળાને રાતની સલામ કહેવાનો વખત છે. સઘળા પક્ષી સુઈ ગયા છે.

નાના વહાલા પક્ષી તમને રાતની સલામ છે.

સહવારના અજવાળા સુધી સારી રીતે ઉંઘો.

મને ખાત્રી છે કે જો તમે શબ્દમા ગાઇ શકતા હોત તો તમે રાતની સલામ કરી હત

મારા સુંદર ફુલો તમને રાતની સલામ? તમે ઉંઘી શકતા નથી. ને પેલા સઘળા તારા જે આટલા ચકચકિત રીતે પ્રકાશે છે તેથી આખી રાત જાગતા રહો છો

મારા વહાલાં માબાપ તમને રાતની સલામ.

હવે તમારા નાના છોકરાને ચુમી ભરો.

મારા દુરના ને પાસેના મિત્ર તમને રાતની સલામ.

દરેક જણને રાતની સલામ

સમાપ્ત.

# નોટીસ.

આથી સર્વેને ખબર આપવામા આવે છે કે નીચે લખેલી ચોપડીઓ સુરત નાણાવટ મધ્યે મી૦ કસનદાસ નારણદાસ બુકસેલરની દુકાનેથી મળશે.

| | | |
|---|---|---|
| મેકમીલન ન્યુ રીડર્સ પ્રાઇમર ભાગ બીજાના મીનીંગ (તરજુમા સહીત) | | ૦–૬–૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ ન ૧લાના | ,, | ..૦–૮–૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ ન ૨ ના | ,, | .૦–૧૧–૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ ન ૩ ના | ,, | ...૦–૧૪–૦ |
| મેકમીલન ન્યુ રીડર્સ ન ૪ ના | ,, | ૧–૦–૦ |
| મેકમીલન ન્યુ રીડસ ન ૫ ના | ,, | . ૧–૪–૦ |
| સસ્કૃત પ્રીમરની ગાઇડ . | . | ..૦–૧૨–૦ |
| ન્યુ કોર્સ પહેલાના (લોંગમેન્સ) | | ૦– ૪–૦ |
| એલન ફર્સ્ટ રીડીગ બુકના... ... | ... | ...૦– ૪–૦ |
| નળાખ્યાન સટી૦ મોદીકૃત . | | ...૧– ૨–૦ |
| ડ્ડીલીયડબુક પહેલી ... . | | ૦–૧૨–૦ |
| સેનફર્ડ મર્ટનના મીનીંગ .. ... | | ...૦–૧૨–૦ |
| ધી મીડલ સ્કુલ એરિથમેટિક | .. | ૧– ૦–૦ |

એ શિવાય બીજી બધી શાળોપયોગી ચોપડીઓ તથા નેલસન રીડર્સના મીનીંગો તરજુમા સહીત એ દુકાનેથી મળશે. જથાબંધ લેનારને સારૂ કમીશન આપવામા આવશે

---

Published by
Balubhai Karsandas Narandas Book-seller,
Nanavat-SURAT.

Printed by
Narayanrao Laxmanrao at Shanker P. Press,
Near Cistern Chawta Bridge-SURAT.